

॥ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# માલવપતિ

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઈશ્વરલાલ વાડીલાલ શાહ.

માલિક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

મુકામ ઘીકાંટા ભારતભુવન થિયેટર—અમદાવાદ.

કિંમત ૪ આના.



આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં **વાડીલાલ બાપુલાલ શાહે** શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે છાપી
ઠે૦ ઘીકાંટા જેશીંગભાઇની વાડી—**અમદાવાદ.**

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# માલવપતિ

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

રચનારઃ—પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

ડીરેકટરઃ—મુલચંદ વલ્લભ નાયક.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઇશ્વરલાલ વાડીલાલ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામઃ—ગ્રાંટરોડ, વિકટોરીયા થીએટર—મુંબઇ.

આવૃત્તિ દશમી ] સને ૧૯૩૦ [ પ્રત ૨૦૦૦

કિંમત ચાર આના.

# માલવપતિ નાટકનાં મુખ્ય પાત્રો.

---

## પુરૂષ પાત્રો.

**મુંજરાજ**—માલવ દેશનો મહાપ્રતાપી મહારાજા.

**ભોજરાજ** - યુવરાજ, મુંજરાજનો ભત્રીજો.

**યશોવિહાર**—મુંજરાજનો સેનાપતિ. (મૂળ નામ યશોભટ )

**તૈલપ**—તૈલંગણનો મહારાજા

**ભીલ્લમ**—(ભીમો)—એક નાનો રાજ્યકર્તા, તૈલપનો મિત્ર રાજા અને સેનાપતિ.

**કોશલરાય** }
**વીરબાહુ** } તૈલપના સામંતો

**રૂદ્રાદિત્ય**—મુંજનો પ્રધાન

**ગૌતમ**—મુંજનો નર્મ સચિવ.

**કંટક**—તૈલપનો એક સૈનિક.

**ઉપરાંત**—સામંતો, સૈનિકો, પ્રધાનો, દરબારીઓ, નગરજનો ઇ૦

## સ્ત્રી પાત્રો

**મૃણાલવતી**—તૈલપરાજની બ્હેન

**સુરભિ**—ભીલ્લમની કન્યા.

**બસી**—સુરભિની સખી.

**નવરી**—કંટકની પ્રિયતમા.

**ગૌરી**—નવરીની બ્હેન, પછીથી ગૌતમની પ્રિયતમા.

**ઉપરાંત**—રાણીઓ, દાસીઓ, વારાંગનાઓ વિગેરે.

**સ્થળ**—અવન્તિ, માન્યખેટ અને ગોદાવરી તીરે છાવણી.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નાટક ! એ સૈકાઓથી સાહિત્યસૃષ્ટિ પર સામ્રાજ્ય ભોગવતા અવન્તીનાથની યશઃકથા છે. "વીર વિક્રમાદિત્ય" "શ્રીમાન શુદ્રક" અને રાજર્ષિ ભર્તૃહરિના પુણ્ય પીઠાસન સમું એ અવન્તીનું આસન મુંજરાજનું આસન બનતાં અનેરાં ઓજસ અને ગૌરવ ધારણ કરે છે. સાહિત્ય સમ્રાટ રસિક શિરોમણી વીરમણિ સૌંદર્યમાં કોટિ કંદર્પને લજાવનાર વીરશ્રીમાં ગહન વનના કેસરીઓને કંપાવનાર મહાન રાષ્ટ્રના નૃપતિઓના કીરીટ ચૂડામણિ નીજ ચર્ણે ઉતરાવનાર યશઃપુંજ સમાન મુંજરાજના એ પુરાણાં સ્મરણો આજે સ્મૃતિપટમાં અંકીત થતાં ગહન વનમાં ઉઠતાં એકાકી કોઈ અનાહત નાદ સમાન હૃદયમાં ગુંજન કરે છે. "શ્રી"ના કૃપાપાત્ર ઘણા હોય છે. "શ્રી" ને "સરસ્વતી" ના કૃપાપાત્ર "ભોજ" અને 'વિક્રમ' સમાન કોઈ વિરલ પણ 'શ્રી' "સરસ્વતી" અને 'વિજયશ્રી" એ મહાન સિદ્ધિઓનો કૃપાપાત્ર તો "મુંજરાજ" એકજ !

આજે એ આર્યાવર્ત નથી એ અવન્તી નથી, એ અતીત અવન્તીનાં વિદ્યાપીઠો કાલના ગર્ભમાં અસ્ત થયાં છે, પણ "મુંજરાજ"ની કીર્તિ અસ્ત પામી નથી જ્યાં જ્યાં સાહિત્ય સમાજ હશે, ત્યાં ત્યાં "મુંજ, ભોજ, હર્ષ, કાલીદાસ બાણ, અને અમરૂના આત્મા અમર્યાદ ગુંજન કરતા હશે.

વાક્પતિરાજ "મુંજ પરમાર" ઐતિહાસિક દ્રષ્ટિએ "મધ્યકાલીન માળવા"નો ઉગ્ર ભાસ્કર હતો. પ્રાચીન તામ્રપત્રમાં તેનાં "ઉત્પલરાજ"

"અમોઘવર્ષ". "પૃથ્વી વલ્લભ" ઇત્યાદિ નામો સુપ્રસિદ્ધ છે. તેણે 'કર્ણાટ' "લાટ" "કેરલ" અને ચોલ દેશો પર વિજય મેળવ્યો હતો, જે નીચેના શ્લોક પરથી જણાશે.

कर्णाट लाट केरल, चोल, शिरोरत्न रागी पद्मकमल,
यस्य प्रणयिगणार्थितता कल्पद्रुमसख्यः

(વિક્રમ સંવત ૧૦૫૩ (ઈ. સ. ૯૯૭) માં લખાયલા રાષ્ટ્રકૂટ નરેશ ધવલના લેખથી એમ પણ સિદ્ધ થાય છે કે "મુંજે" "મેવાડ" અને "ગુજરાતી" પર પણ આક્રમણ કર્યાં હતાં.

તે વખતે ઉત્તરગુજરાતમા ચાલુક્યવંશી "મૂળરાજ" લાટ દેશમાં રાજા "બારપ," ચેદી દેશમા "યુવરાજ બીજો" અને સ્યૂન દેશમાં યાદવ રાજા "ભીલ્લમ બીજો (કે જેણે પાછળથી મુંજને "તૈલપરાજ સાથે મળી ને હરાવ્યો) તૈલંગણમા "મહારાજા તઈલપ" રાજ કરતા હતા.

"મુંજરાજ"થી સોળ સોળ વાર પરાજીત થયા છતાં મહાત્વાકાંક્ષી "તઈલપરાજ" સત્તરમી વાર તેની સાથે યુદ્ધે ચડયો. વિજયોન્માદને વિલાસની પરાકાષ્ઠાએ પહોંચેલા "મુંજરાજ" ને કૃતિમ હસ્તીમાં સૈનિકો ભરી કપટપટુ તઇલપરાજે છલના કરી કેદ પકડયો. માળવાનો વીર કેસરી તૈલંગણમાં કારાગૃહવાસી થયો, પણ ત્યાએ તેને હૃદયેશ્વરી તો હતીજ "રસીક વિનાના રસિકો નિસર્ગદેવીને નથી ગમતા" એ ન્યાયે રાજભગિની "મૃણાલવતી" ને મુંજરાજ સંગી થયો. "સંયુક્તા" ના ભૂજબંધનને જે સ્થિતિ "ચૌહાણ કેશરી પૃથુરાજ" ની કરી, તે સ્થિતિ પામ્યો. સાત સાત દિવસ

શિક્ષા માગી તૈલંગણના પાટનગરના રાજ્ય ચોકમાં નીચતીને આધીન થયે જેનો અંતીમ સંદેશ પ્રત્યેક સાહીત્ય પ્રેમીઓને મનનીય છે.

**लक्ष्मी यास्यती गोविंदे वीरश्री वीरवेश्मनि**
**गते "मुंजे" यशःपुंजे निरालम्बा सरस्वती**

રાજેંદ્રમણિનો એ રાજસંદેશ જો અદ્યાપિ ભારત રાજેંદ્ર પાળતા હતે તો આર્યાવર્તના યુવાનોને આજે વિદેશની યુનીવર્સિટીઓના આશ્રય ન લેવા પડતે, ભારતમાં પણ એક કાળે "ઓક્ષ્ફર્ડ" અને "કેમ્બ્રીજ"થી ઉન્નત "તક્ષશીલા" "નાલન્દ" "વારાણસી" અને "અવન્તી" નાં વિદ્યાપીઠો હતાં "મુંજરાજ" પછી "ભોજરાજે" અવન્તી વિદ્યાપીઠને એ આખું ભર્યો સંદેશ વાંચી ઉન્નત કર્યું હતું. પ્રબંધ ચિંતામણિકાર "શ્રી મેરૂ તુંગાચાર્યે" પણ મુંજરાજના ચારિત્રને વિસ્તૃતતાથી આલેખ્યું છે. તે ઉપરાંત બીજાં પ્રમાણો સ્થળ સંકોચને લીધે અત્રે આપી શકયા નથી

પારવત નશીલ આ સૃષ્ટિમાં પરિવર્તનો થયાં છે, થાય છે, અને થશે. પણ જે જીવન પરિવત ન થતાં પણ કંઈ અવશેષ રહે તેનું નામ જીવન. એજ જીવન કવિઓનો કીર્તિકલાપ, કથાકારો તો કથાભાગ, કલાકોવિદોની કલાસૃષ્ટિ, કલ્પનાનાં અનેરાં વિભવસ્થાન, સરસ્વતીનો આત્મા, કાવ્ય, નાટ્ય, ચંપૂ અને કાંદબરીઓનો જીવનસ્રોત.

મારા સ્નેહી "રા. રા. પ્રભુલાલ દયારામ દ્વિવેદી" એ નાટ્યાલેખન માટે "મુંજરાજ"નું ચારિત્ર પસંદ કર્યું તે યોગ્યજ કર્યું છે. આર્ય

વન લખવા તો મહા કવિઓ પણ લલચાય. પ્રસ્તુત નાટક "શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ" માટે ભાઈ પ્રભુલાલે વિ. સં ૧૯૭૫ માં લખેલું હેને ભજવવાનો સુયોગ કંપનીના કાર્યદક્ષ ડાયરેકટર "રા. રા. મૂળચંદ વલ્લભ નાયક" ના હાથે પ્રાપ્ત થયો. કંપનીના માલિકે તેને દીપાવવાને યોગ્ય શ્રમ ઉઠાવ્યો છે.

"પરમકૃપાળુ પરમાત્મા સર્વને યશ આપો" એટલું કહી અત્રે વિરમું છું.

લી°

વિદ્વાનોનો નમ્ર સેવક,

**રઘુનાથ ત્રિભોવનદાસ બ્રહ્મભટ્ટ.**

**નડીઆદ.**



॥ શ્રી ॥

# માલવપતિ

## નાટકનો ટુંક સાર.

**મંગલાચરણ, વસ્તુસુચન અને માલવભુમિનાં યશોગાન.**

**પ્રવેશ પ્હેલો:**—વિજયા દશમીનો દિવસ હોવાથી તઇલપ પોતાના સામંતો સહ શમીપૂજન કરી રહ્યો છે. ત્યાં મૃણુાલવતી આવી તેમને શાસ્ત્રોનું પૂજન કરવાની મના કરે છે અને માલવાના પરાક્રમી રાજા મુંજ સામે સોળવાર તેમનો પરાજય થયો છે તેની યાદ આપી શરમાવે છે અને મુંજને જીવતો કેદ કરી લાવવા ઉશ્કેરે છે, પણ એ કાર્ય કરવા કોઇની હિંમત ચાલતી નથી. જેથી મૃણાલવતી તેમનો તિરસ્કાર કરી મ્હેણાં ટોણાં સંભળાવે છે. તે સહન ન થવાની તઇલપને ત્યાં મ્હેમાન થયેલો. યાદવરાજ ભીલ્લમ આગળ આવીને મુંજને જીતી લાવવાનું બીડું ઝડપે છે, અને તૈલપનું સેનાપતિ પદ સ્વીકારે છે અને તૈલપ અને તેના સામન્તો સાથે ત્યાંથી યુદ્ધ માટે જાય છે.

**પ્રવેશ બીજો:**—મુંજનો તેની રાણીઓ અને વિનોદી મિત્ર ગૌતમ સાથે રસભર્યો વાણી વિનોદ, ત્યાં યુદ્ધનો કોલાહલ. સેનાપતિ યશવિહાર તૈલપે યુદ્ધ શરૂ કર્યાના સમાચાર આપે છે, તેથી મુંજની યુદ્ધ માટે તઇયારી. ત્યાં મુંજનો વૃદ્ધ પ્રધાન રૂદ્રાદિત્ય બીમાર હાલતમાં આવી યુદ્ધ ન કરવા વિનવે છે અને મુંજ પોતાના ગુરૂતુલ્ય હિતચિંતકની વિનંતિ માન્ય રાખવા તત્પર થાય છે. તેટલામાં એક દૂતદ્વારા

પનો મગરૂરીભર્યો સંદેશો, તે સાંભળી મુંજનો ક્રોધ અને યુદ્ધનો નિશ્ચય. મુંજ નિશ્ચય આગળ લાચાર બનેલો રુદ્રાદિત્ય ગોદાવરી નદીને સામે પાર ન જશો આટલી છેલ્લી શીખામણ આપી ત્યાંજ પોતાનો દેહ તજી દે છે.

**પ્રવેશ ત્રીજો:**—યુદ્ધની શરૂઆત થઈ ચુકી છે અને પહેલ યુદ્ધમાં તૈલપની સેનાને હાર ખાઈ પાછા હઠવું પડયું છે. પણ કમનસીબે ગૌતમ એ લડાઈમાં વિખુટો પડયો છે, અને તૈલપના એક મૂર્ખ સૈનિક કંટકનો હાથે કેદ પકડાયો છે. કંટક તેને બાંધી લાવે છે અને પોતાની માશુક નવરી આગળ બહાદુરીના બણગાં ફુંકી ગૌતમના બુરા હાલ કરવા તૈયાર થાય છે. ફસાયલો ગૌતમ નવરીને પોતાની ઓળખાણ આપે છે એટલે તો નવરી કંટકનો પડતો મુકી એના ધાન પદ ઉપર મોહ પામે છે અને ચાનક ચડાવી કંટકને પાછો લડવા મોકલે છે. બાદ નવરીના પ્રેમ પાસમાંથી છુટવા ગૌતમના શ્રંફા અને નામ ગૌવરી છતાં રંગે શ્યામ એવી ભવિષ્યની પત્નીનું ગૌતમનો પ્રથમ દર્શન.

**પ્રવેશ ચોથો:**—પહેલી લડાઈમાં વિજય મળવાથી બેપરવા બનેલો મુંજ એક પણ અંગરક્ષક વિના ભર જંગલમાં સંધ્યા સમયે સીંહ કે જંગલી હાથીનો શિકાર મળવાની રાહ જોતો સંગીતની ધુનમાં મસ્ત બની એકલો બેઠા છે. ત્યાં તેનો ખોળતો યશવિહાર આવી ચડે છે અને છાવણીમાં આવવા સમજાવે છે, પણ મનસ્વી મુંજ માનતો નથી અને તેને પણ ત્યાંથી જવાનું કહે છે ત્યારબાદ બનાવટી હાથીમાં લડવૈયા સાથે છુપાયલો તૈલપ પાસે આવે છે અને જાહેર થાય છે. નર કેસરી મુંજ એથી જરાય ન ડરતાં સામો થાય છે અને તેને હાથે તૈલપ મરવાની અણીપર આવી રહ્યો છે. ત્યાં ભીલ્લમનું આગમન. ઘોર સંગ્રામ અને ભીલ્લમને હાથે મુંજ જીવતાં કેદ

**પ્રવેશ પાંચમો:**—સુરભિ અને સાહેલીઓની સ્નેહ ગોષ્ટી, ત્યાં તલપ અને મૃણાલ આવે છે. મુંજ એકલો શિકારે નિકળ્યો છે, એવી બાતમી આપનાર કંટકને તેની સેવાનું ઇનામ બાદ ભીલ્લમ મુંજના સેનાપતિ યશવિહારને કેદ કરી લાવે છે. તેનો શિરચ્છેદ કરવાની આજ્ઞા. ઉદાર ભીલ્લમ તેમાં વાંધો ઉઠાવે છે અને સંગ્રામ પૂરો થયા પછી સેવકજનોથી શત્રુતા ન રાખવી, વેરીની પણ વીરતા વખાણવી, એવા વિચારો દર્શાવે છે. યશવિહારને પોતાના પક્ષમાં લેવા તૈલપનો પ્રયાસ, તેમાં નિષ્ફળતા છતાં ભીલ્લમના માનને ખાતર તેને જીવતદાન, પછીથી સુરભિ અને યશવિહાર વચ્ચે મૈત્રી.

**પ્રવેશ છઠો:**—મૃણાલે પોતાના મહાલયમાં મુંજને સજા આપવા માટે બોલાવ્યો છે, પણ તેને જોતાંજ મૃણાલવતી તેના તેજથી અંજાઇ જાય છે. અને જેમ જેમ ક્રોધે ભરાય છે તેમ તેમ મુંજના અમોઘ પ્રભાવ આગળ ઝાંખી પડે છે, અને આખર તેને યોગ્ય સજા આપવા તૈલપના દરબારમાં મોકલે છે.

**પ્રવેશ સાતમો:**—કંટક પાસેથી ગાંડો બનીને બની ગયલો ગૌતમ ગાંડાઈનો ઢોંગ કરી જ્યાં ત્યાંથી બાતમી મેળવી મુંજને કારાગૃહમાંથી છોડાવવાનો વિચાર કરે છે તે ગૌરી જાણી જાય છે અને એ સઘળું જાહેર કરવાની બીક બતાવી પરણવાનું વચન માગે છે. ત્યાં ગૌરી અને નવરી બન્ને સાથે વચનથી બંધાયેલા ગૌતમની અવદશા. નવરી ગૌતમની ખાતર મૃણાલવતીની ખાસ દાસી બનીને રહી છે. બૌદ્ધ મઠમાં એક સૂરંગ છે. એવી ખબર લાવી છે. જેથી ગૌતમ ખુશી થાય છે. ત્યા કંટક આવી ચઢે છે. તેની મૂર્ખાઈ અને ગૌતમની ચાલાકી.

**પ્રવેશ આઠમો:**—તૈલપના દરબારમાં મગરૂર માલવપતિ બંદિવાન બનીને ઉભો છે. વિજયના અભિમાનમાં ફુલાતો તૈલપ તેનો

હાસ કરે છે. તેના દાંત તોડ જવાબ, વિજય તો વિરલાથી ખણાય એવી સાચી વીરતા જે તારા આખા સૈન્યમાં કોઈએ શોભાવી હોય તો એક માત્ર યાદવ રાજા ભીલ્લમ, આવા શબ્દો કહી તૈલપ અને ભીલ્લમ બન્નેને લડાવે છે. જેમાં ભીલ્લમનું અપમાન અને તિરસ્કારપૂર્વક તૈલપના સેનાપતિ પદનો ત્યાગ. તે જોઈને તૈલપનો ક્રોધ, મુંજના શિરચ્છેદની આજ્ઞા. તેમાં પણ ભીલ્લમનો વિરોધ, પરસ્પર તલવારોના ચમકાટ અને ક્રોધમાં અંધ બનેલો તૈલપ મુંજ અને ભીલ્લમ ઉપર ધસે છે. ત્યાં મૃણાલવતી આવી તેને અટકાવે છે. ક્રોધે ભરાયેલી મૃણાલ, અકળાયેલો તૈલપ, અપમાનથી બળતો ભીલ્લમ અને બેપરવાઈથી શાંત ઉભેલો મુંજ!!

ટૂંકમાં.

---

# અંક બીજો.

**પ્રવેશ પહેલો:**—મુંજના અનેક ગુણોથી તેના તરફ આકર્ષાયેલી ણાલ ભાન ભૂલી ગઈ છે. ત્યાં ભીલ્લમ અને તૈલપ પ્રવેશ. ભીલ્લમનું અપમાન કરવા માટે તૈલપનો કૃત્રિમ પશ્ચાતાપ. અને મૃણાલના મીઠા શબ્દો સાંભળી ભોળો ભીલ્લમ અપમાન ભૂલી જાય મુંજને શા માટે બચાવ્યો એવો તૈલપનો પ્રશ્ન. જવાબમાં રાજહત્યા નિષેધનું બ્હાનું અને મુંજને તૈલપને શરણે નમાવવાની પ્રતિજ્ઞા, તેથી તઈલપને સંતોષ અને બધાને છેતરતી મૃણાલનું મુંજ પાસે જવું!

**પ્રવેશ બીજો:**—રસ સાગરનો વિહારી માલવનાથ કારાગારમાં વતાએ રચી રસવૃત્તિ છલકાવી રહ્યો છે. ત્યાં મૃણાલવતી

આવે છે તેને પણ મુંજ રસના મધુર સ્વપ્ના કેવા હોય એ સમ-જાવે છે. તે સાંભળતી જાય છે તેમ તેમ મુગ્ધ થતી જાય છે. છતાં આખરે મન પર કાબુ રાખી સ્નેહ સામ્રાજ્યમાંથી છટકી જાય છે.

**પ્રવેશ ત્રીજો:**—યશોભટ આગળ સુરભિ શાનો અભ્યાસ કરે તે જાણવા બંસીની આતુરતા. મૃણાલ પ્રવેશ. સ્નેહનાં સામ્રાજ્યમાંથી છટકી છે, પણ વિશ્વવિજેતા કંદર્પ આગળ પરાજય પામી છે. એ સ્થિતિમાં કંઈ સુજતું નથી. ત્યાં યુવામસ્ત સુરભિનો સ્નેહાલાપ, મૃણાલને તે સાંભળવાની જીજ્ઞાસા. એથી બળતામાં ઘી હોમાય છે અને મુંજને શરણે જવાનો નિશ્ચય કરી મૃણાલ ત્યાંથી ચાલી જાય છે. ત્યાર બાદ પ્રેમ એટલે શું? એવા નિર્દોષ અને અજ્ઞાન બંસીના સવાલ. અને વિહારના મર્યાદિત જવાબ. સુરભિ અને વિહારના હૃદય લ ત્યાં ગાંડા વેશે ગૌતમનું આવવું અને સર્વ સાધનો તૈયાર હોવાથી મુંજને છોડાવવા માટે બન્નેનું જવું. પછીથી તોફાની છોકરી બંસીનાં તોફાન.

**પ્રવેશ ચોથો:**—કારાગૃહમાં મુંજની સ્નેહરાજ્ઞી બનેલી મૃણાલ અને મુંજ આનંદમાં મસ્ત છે, ત્યાં સુધી સાધુ શે વિહાર અને ગૌતમ આવે છે, અને મૃણાલ તેમને સાધુ સમજી તેમને મ ટે ફુલ ફુલ લેવા ગયા પછી વિહાર અને ગૌતમ મુંજને છોડાવવા માટે જે ગુપ્ત માગ તૈયાર કર્યો છે તે બતાવે છે, પણ વિધિની ધારણા જુદીજ હોવાથી, મૃણાલને સાથે લીધા વિના મુંજ ત્યાંથી આવ-વાની સાફ ના પાડે છે. જેથી બન્ને રાજભક્ત સેવકો લાચાર બની દીલગીર થતા પાછા જાય છે ત્યાં મૃણાલનું આગમન. મુંજ તેન સ્નેહની પરીક્ષા કરે છે. ત્યાં કમનસીબે નવરી આવી ચ છે તેને જોઇ ણાલ ગભરાય છે અને વાત બહાર ન જાય એટલા માટે પહેરેગીરને નવરીની જીભ કાપવાનો હુકમ કરે છે. પણ પહેરેગીર

ક મૂવો છે તે નવરીને કાંઈ કરી શકતો નથી, અને નવરી લપ આગળ બધો ભેદ ફોડી નાખે છે, આ તરફ મુંજ અને મૃણાલ ન્હાસી જવાની અણીપર છે ત્યાં તૈલપ પ્રવેશ. મુંજ કેદ, સાત દિવસ સુધી શહેરમાં ભીખ માગવાની અને સાતમે દિવસે દેહાન્ત દંડની શિક્ષા. ત્યાર બાદ ભાઇ બ્હેન વચ્ચે તડાતડી અને મુંજનું માથું સલામત નહિ રહે તો આખું રાજ્ય પાયમાલ કરવાની ધમકી જેથી તૈલપ તેને કેદ છે.

**પ્રવેશ પાંચમો:**—રૂપાળી સાહેલીઓ કાળી ગૌરીની મશ્કરી કરે છે. ત્યાર બાદ ગૌરીને પોતાની સાથે લઇ જવા માટે ગૌતમ આવે છે અને બન્ને જણાની જવાની તૈયારી કરે છે. ત્યાં સામેથી આવતો કંટક ગાતમ તેને બેવકુફ બનાવી છટકી જાય છે. ત્યાર બાદ બેદરકારીથી નોકરી બજાવવા માટે રાજા વીરબાહુ તેને દેશ-પારની સજા કરે છે, અને ગૌતમ ચાલી જવાથી નિરાશ થયેલી નવરી કંટકની સાથે પરદેશ જાય છે.

**પ્રવેશ છઠ્ઠો:**—ન્હાસી જતો વિહાર સુરભિને છેલ્લીવાર મળવા આવ્યો છે. સુરભિને તેની સાથે જવાને નિશ્ચય પણ ભિલ્લમની અપકીર્તિ થાય એટલા ખાતર વિહાર તેને સા લઇ જવાની ના પાડે છે. આ બધું સાંભળી રહેલો ભિલ્લમ આગળ આવે છે અને વિહારને શાબાશી આપી સુરભિને તેનો સ્નેહ છોડી દેવાનું કહે છે. પણ હૃદય એકવાર જોડાઇ ગયાં તે છુટાં શી રીતે પડે ! જેથી લાચારીએ ભિલ્લમ તેમનો હસ્ત મેલાપ કરી આપી પોતાનેજ હાથે મુંજને નસાડવાના કાવત્રાં માટે વિહારને શિક્ષા આપવા તૈયાર થાય છે. તે જોઇ સુરભિને સંતાપ; ભિલ્લમની દૃઢતા અને વિરતા ત્યાં કાવત્રાં કરનાર પોતેજ છે એમ કહી ગૌતમનું જાહેર થવું, અને ભોળો ભિલ્લમ કેવી રીતે તૈલપના હાથનું રમકડું બની જાય છે તે સમજાવવું. દરમ્યાન તૈલપે ભિલ્લમના મહાલયપર પ્હેરો મૂકયો છે

એવી ખબર સાંભળી ભિલ્લમનો ક્રોધ; તૈલપની મિત્રતાને તિલાંજલિ અને તૈલપ આવી લાગતાં તેનો તિરસ્કાર કરી તેની આંખોમાં ધુળ નાખી વિહાર અને સુરભિ સાથે બેધડક ચાલી જવું.

**દ્રશ્ય પરિવર્તન ટેબ્લો.**

# અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો:**—પ્રધાન મુંજને અવશ્ય છોડાવી લાવશે એવી ખાત્રી હોવાથી ગોદાવરી તટપર છાવણી નાખી પડેલો યુવરાજ ભોજ વિદ્યાવિલાસ અને ન્યાયપ્રિયતા ઝળકાવી રહ્યો છે. ત્યાં નાસીપાસ થયેલો વિહાર ભીલ્લમ સાથે પ્રવેશ કરે છે. અને બધો ભેદ ફોડી નાખનાર નવરી અને કંટકને પણ ગૌતમ કેદ કરી લાવે છ, પણ ન્યાયપરાયણ ભોજ એમને માફી આપી જવા દે છે.

**પ્રવેશ બીજો:**—તૈલપના પાટનગરમાં ચીથરેહાલ બની રસ્તાપર ભીખ માગતો માલવપતિ મુંજ. એ સ્થિતિમાં પણ પોતાની પ્રભુતા જાળવી રહ્યો છે તે જોઈ નગરજનોની લાગણી તેના પ્રત્યે ખેંચાય છે. તેથી તૈલપનો ક્રોધ, પ્રથમ ધમકી અને મુંજના સંહારની આજ્ઞા. મૃત્યુને મરણ થતા પહેલાં ભોજને કહેવા માટે એક સંદેશો કહેવો છે જે તૈલપના ભયથી કોઇ સાંભળતું નથી તે એક સાધુ સાંભળવા તત્પર થાય છે. જે સંદેશ મુંજના છેલ્લા શબ્દો એ છે કે **"મારા યુવરાજ ભોજને એટલુંજ કહેજો કે ભલે ઉજયિની ઉજડ થાય, માલવાનું મહારાજ્ય રસાતળ જાય; પણ ભગવતી શારદા નિરાધાર ન થાય; અવન્તીનાં વિદ્યાલયોનો જીવ ન ઉડી જાય"** આટલું કહીએ પ્રતાપી નરનાથ હસ્તે મોઢે મૃત્યુને શરણે થાય છે. એટલાથી પણ તઈલપનો ક્રોધ માતો નથી. તે મૃણાલને બોલાવી એ દશ્ય નજરે જોવાનું અને ત્યાર બાદ મુંજના મૃતદેહને

સ્મશાનમાં શુળીપર ચડાવવાનું કહી ત્યાંથી ચાલ્યો જાય છે. બાદ મૃણાલનું આવવું, મુંજની દુર્દશા જોઈ તેનો ક્રોધ, તઇલપ પર વેર લેવાની પ્રતિજ્ઞા અને મુંજને સંહાર કરનાર વીરબાહુ ત્યાં ઉભો છે તેનો સંહાર કરી તેનાજ લોહીની મુંજના પ્રાણને અંજલી ! ટેબ્લો.

પ્રવેશ ત્રીજો:—બેહાલ બની ગયેલો કંટક નોકરી ન મળવાથી જેમ તેમ કરીને મુશ્કેલીએ ગુજરાન ચલાવે છે. તેની વૈરી નવરી મુંજને કેદ પકડાવી દેનાર છે. એવું લોકોના જાણવામાં આવતાં ટોળે મળી તેને જીવતી બાળી મૂકવામાં આવ્યા છે. ત્યાં સેનાપતિ યશવિહાર તેમને અટકાવે છે. પછીથી નવરી અને ગૌતમની શાબ્દાબાજી

પ્રવેશ ચોથો:—ઉન્માદિની મૃણાલ મુંજનું માથું લઇને પ્રવેશે છે. તે જોઈ સર્વ સભાજનોનું કલ્પાંત અને તઇલપને એ નિષ્ઠુરતાનો બદલો આપવાનો ભોજનો નિશ્ચય. પછીથી ગાંડી જેવી મૃણાલવતીનો કરૂણાલાપ અને તેને ગૌતમનું આશ્વાસન.

દ્રશ્ય પરિવર્તન.

પ્રવેશ પાંચમો:—મહિના સુધી યુદ્ધ ચાલુ રાખવાથી તઇલપની રાજ્યના અનેક પ્રકારે પાયમાલી થઇ રહી છે. લાખો મનુષ્યોનો સંહાર થયો છે અને શહેરો આગથી બળી રહ્યાં છે. દુશ્મનની પ્રજાની પણ એવી પાયમાલી જોઈ ભોજને ખેદ. ત્યાં તઇલપનું આગમન. લડાઈ તેમાં તઇલપનું મૃત્યુ અને મૃણાલનો અગ્નિપ્રવેશ. મુંજરાજના વધનું વૈર તઇલપના સંહારથી લીધા પછી ભોજરાજ મુકુટ ધારણ કરે છે.

**साधितं विहितं दत्तं ज्ञातं तद्यन्नकेनचित् ।**
**किमन्यत् कविराजस्य श्री भोजस्य प्रशस्यते ॥**

---

॥ શ્રી ગણેશાય નમઃ ॥

॥ શ્રી ॥

# માલવપતિ

## નાટકનનાં ગાયનો.

---

### મંગળાચરણ.

શ્રી ગૌરી સુત ગણેશ, મંગલમૂર્તિ મંગલકાર,
હેરંબ અંબ જનની જગ સુખકર શિવકુમાર;
લક્ષ લાભ કર કૃપાલ વિઘ્નહરણ વિપદહાર,
અષ્ટ સિધ્ધ અર્પનાર કરૂં પ્રણામ વારવાર:—
આપ્ત કામ જયલલામ ભક્ત આમ પુરણકામ,
સકળ રધ્ધિસિદ્ધિ શ્યામ પુનિત ચરણ ભવવિરામ;
તુંહી મુક્તિ ભક્તિ તુંહી શક્તિ ભક્તિ ભર આર:—

બાળાઓ:— ૨

ગજાવ્યો જેણે વિશ્વમાંહી જયનો ટંકાર;
ગાઓ ગાઓ માલવભુમિના જયકાર,
હતાં પ્રાચીન ભારતની જ્યાં ઉન્નતિનાં દ્વાર;
વિજય લક્ષ્મી જે ચરણોમાં ધરતી ઉપહાર:—
રોમ મીસર બાબીલોન ગ્રીસથી પુરાણી,
અવન્તી નગરી ;ધારા આર્યાવર્તની રાણી;
જ્યાં ભોજ સમા જ્ઞાની, મહારાજ મુંજ માની,

વીર વિક્રમ સમ દાનીની શ્રેષ્ઠ રાજધાની;
અમર જેની નામનાનો જગમાં વિસ્તાર—

**રાણુઓ, મુંજ અને ગૌતમઃ—૩**

રાજે આજે નાથ રતિના આવે વિશ્વ વિજય કરવા;
ચંદ્ર સુધા અભિષેક ચડાવે સોહે મધુ મધુલા ભરવા—
વન વન કુંજે પુષ્પલતાએ કોકિલ અલિ પણ ગાન કરે,
મનસિજ મનમંદિર નિવાસી માનવતીનાં મન હરવા—
જેમ દેહ માંહી પ્રાણ, પુષ્પોમાં મધુર સુવાસ છે;
તેમજ જગતમાં કામ, પ્રાણીમાત્ર જેનાં દાસ છે!
ભોગી ભ્રમર આવ્યો અહીં કળીઓ ખીલેલ નિહાળજો;
એ ડંખ દીલના દઈ જશે માટે જરા સંભાળજો–રાજે.

**રાણીઓ, મુંજ અને ગૌતમઃ—૪**

સરવર પાસે પણ પ્યાસે નથી જાતી;
તૃપ્તિ રસ તરસ્યાંને ન કદી થાતી.
વીણ દુઃખ અમે દુઃખીઆરાં, છે પાસ છતાં–પણ ન્યારાં,
બહુ સુખથી એ દુઃખીઆરાં; શિર જોર છતાંય બીચારાં
આંખલડી થાતી રાહ જોઇ રાતી,
એ વાંક વિરહનો વાર ન સ્હેવાતી—
એ ધીરતા આ અરે શાને! નિરંતર એક અંતર છે;
ઘણાં સુમનો મધુકરને, સુમનને એક મધુકર છે,
સાગરની પ્યાસ ન પ્યાલે બુઝાતીઃ
રસનાં તો ચટકાંમાંજ મજા માતીઃ—

**ગૌરી અને ગૌતમ:—** ૫

વ્હાલા ઠાલા, જવા ધોર્નૈ ચાળા રસીક રઢીયાળા,
બળેલી આ બાળાને ના બાળજો:
અરે વારે પ્રિતની ધર્મશાળા, મુસાફર આ ન્યારા,
ન હેતા ઉતારા, સંભાળ રાખજો:—
આંખલડીની પાંખડીમાં પૂર્યા દિલચોર.
હવે દિલડાં છોડીને કહો કયાં જાશો ?—
સાડાત્રણ મણનું સંગીન બારહાન,
કહો આંખલડીમાં કયાં પુરી રાખશો. ?
ન્યારા ના થશો, વ્હાલા ના જશો,
ખોટા જુવાની ચાળા વિરહ ઘેલી બાળા,
આંખોના ઉલાળા ઓછા રાખજો.

**મુંજ:—** ૬

લલિત લવંગલતા પરિશીલને કોમલ મલય સમીરે
મધુકર નીકર કરમ્બિત કોકીલ કુંજીત કુંજ કુટીરે,
વિરહતિ હરિરિહ સરસ વસંતે,
નૃત્યતિ યુવતી જનેન સમમ સખી વિરહી જનસ્ય દૂરંરે

**સુરભિ અને સખીઓ:—** ૭

સાંભળ બ્હેની, છાની કહું એક વાત કહેતાં શીદ મુંઝાતી !
અરધી ઉંઘે આજની વીતી રાત જોને આંખડી રાતી !
ચાંદલીયો જોઇ ચેટક જાગ્યું, વાયુની લહેરમાં કંઈ નવું લાગ્યું:
ફુલ શૈયા જાણે ડંખવા લાગી, ઉરજાગ્યો ઉત્પાત જોને ધડકે છાતી !

ઘેન ભરી આંખે કુંજમાં ગઇ ત્યાં કોઇક મળ્યું એકાએક;
પાસે બોલાવી, હૈયે દબાવી, કૈં કૈં કીધું મનહરી લીધું,
આંખ ઉઘડીને જોઉં પછી ત્યાં જોયું થયું છે પ્રભાત
વાતો એ ન ભુલાતી.

**સુરભિ અને સખીઓ:— ૮**

જ્યારે આવે, નવીન જુવાની દુનીયા નવીન જણાય,
મનના ભાવો પલ પલ પલટે શાથી નવ સમજાય.
જ્યાં નવયૌવન ઉભરાય, ત્યાં દર્દ નવીન કંઈ થાય,
જગતમાં જેનો નથી ઉપાય—જ્યારે.

કોઈ અજબ વીણાના ગાને, કોઇ મધુર મૂર્તિના તાને;
કોઇ અમીટ મીટના ધ્યાને,
તીરછાં નયન કંઇ ઢળે, હૃદય ટળવળે, કે તનડે
તણુખ તણુખ થાય, અલી એ કેમ સહ્યું રહેવાય—

**સુરભિ અને વિહાર— ૯**

ભલે આંગણીએ આવ્યા અતિથિ હો આજ?
પુછું પાલવડા ઢાળી પ્રશ્ન તમને મહારાજ—
કોઈની આંખલડી નાચે ને કોઈનાં હૈયાં નાચે;
ખીલે આકાશે ચંદ્ર, કુમુદ જળમાં નાચે,
મૂકયાં એવાં સૃષ્ટિમાં આકર્ષણ શા કાજ!—
ભાવદૃષ્ટિના સૃષ્ટિમાં આણીએ સુજાણ,
તોય થઈને અજાણ પ્રશ્ન પુછે;
વાહ મધુરા મ્હેમાન; વાહ શાણી સુજાણ;
છોડો અંતરની ગ્રંથી રસ પંથી રસ રાજ—

**ગૌરી અને ગૈતમ— ૧૦**

હું તો કાળી છું પણ કામણગારી નાર,
માનો પીયું મારા રસીકવર પ્યારા, આંખલડીના તારા.
હૈયા સરખા રાખીશું હૈયાહાર:— માનો.
હસવામાં હાણુ થઈ આ હોળીમાં ખડકાણુા.
અમથી ઉપાધિ લીધી આવી ભરાણુા;
શાણુા થઇને સમજો એનો સાર:— માનો
તજી ઉજળી બગલી ત્યાં વળગી કોયલ કાળી,
સાંભળજો ટહુકાર તમે થઇ આંબલીઆની ડાળી;
બોલે કુહુક કુહુક કુહુ કુહુકારા— માનો

**નવરી, ગઉરી અને કંટક.— ૧૧**

દેખના બચ્ચાજી બકરા અભી બનાદુંગા;
ચલબે તેરે તોરસે ક્યા સીપાઈ બચ્ચા ડરતા!
બતલાદુંગા ચમત્કાર ક્યું તીન પાંચ તું કરતા દેખના
કેવી જમાવી બાજી, બાવો છે પુરો પાજી.
ખવરાવે ભાજી તાજી પીટચો, પાજી ક્યું.
બચ્ચાજી; ઓ બાપાજી.
કોઈક વાર આવજો અમારી શેરીએ,
આંગણે બોલાવી તારૂં રાયતું વધારૂં.
કુતરૂં કરડાવી તને લઈશ વેર મારૂં

# અંક બીજો.

સુણાક્ષ.— ૧૨

ચાતુર ચિતહર ચોર નીરખતાં ચંચળ ચતુરા થાય છે;
ચંદ્ર ઉદયથી સાગર અંતર હર હર્ષ હીંચોળા ખાય છે,
ચિત્ત ચોરાય છે, મન મુંઝાય છે,
મન્દ ગતિથી ભરતાં ડગલાં સ્વેદે ચીર ભીજાય છે.
જ્યાં મળે નયનથી નયન, નયન ઢળી જાય;
જ્યાં ચુમે પ્રાણને પ્રાણ હૃદય ઉભરાય,
સ્વર થરડાય, નવ બોલાય,
કુસુમસર કેવાં તીખા હોય આજ સમજાય છે.

મુંજ— ૧૩

આંખે અરધી ઉંઘ અર્ધ જાગ્યા સ્વપ્નાં જુએ સ્નેહનાં
થઇ અરધાં નિર્લજ્જ લાજ અરધી અમૃત પીએ પ્રેમનાં;
પીવાયે રસ અર્ધ અર્ધ ઢળતો અરધી ઢળે આંખડી,
વીતે અરધી વાત તોય કહીયે વીતીજ અર્ધી ઘડી !

મુંજ— ૧૪

હૃદયના શુદ્ધ પ્રેમીને નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તોયે બધાં સનમાન ઓછાં છે.
તરી જાવું બહુ સ્હેલું છે મુશ્કીલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી ગંગા સ્નાન ઓછાં છે.
પ્રયણ કલહે વહે આંસુ ચુમે ઝુંપી હૃદય સ્વામીન.
અરે એ એક પળ માટે જીવનનાં દાન ઓછાં છે.

સુરભિ— ૧૫

સ્નેહ વિના સંસાર, સુનો છે સ્નેહ વિના સંસાર,
સુના જેહ્મ સુવાસ વિણ ફુલહાર..........સુનો છે.
ચંદ્ર ઉજાસે, પ્રિયતમ સાથે, રમ્યાં નહીં રસભર રતિનાથે
તે જોડાંના જીવતર માથે ભવનો મિથ્યા ભાર
ઝુલ્યા વીણુ પ્રિયતમના કરમાં, ડુબ્યા વીણુ રસના સાગરમાં
ઉઘડયા વીણુ અંતરની કળીઓ કયાં સુરભિ મળનાર

બંસી— ૧૬

નથી પ્રેમમાં સાર અરે એ નવરાના ધંધા,
કામકાજ નહીં જગમાં જેને, બને પ્રેમ અંધા—અરે એ
તું મારી છે. હું તારો છું, કહી કરતાં ગોરખ ધંધા,
ભોળી બાળાને ઝટ ભરમાવે કહી નભની ચંદા;
મસ્ત ફકીરી લઇને ફરતાં બીછાવતા ફંદા—અરે એ
કોઈનું ખાતા, કોઇનું પીતા, ને બને ખુબ ખંધા,
રાધા કૃષ્ણની જોડ જમાવે બીજા નંદનંદા;
આ દુનિયામાં આજકાલ બહુ નિકળ્યા છે બંદા—અરે એ

વિહાર અને ગૌતમ— ૧૭

કયું રે નીંદભર સોયા મુસાફિર, કયું રે નીંદભર સોયા!
ઢલ જાયેગી રેન હય થોડી, માયામે કયું મોહ્યા—
દીલકો બનાયા ખુબ ખીલોના ખેલનમેં સબ ખોયા,
ભોર ભાઇ ઓર આંખ ખુલી તબ નૈના ભરભર રોયા—

**નવરી અને કંટક— ૧૮**

ડાલને મીઠી માળવે જઇએ, માળવે ઝાઝાં માન;
તારી પ્રીતડી જોડાણી મારા જીવથી--
કંટક તારા પ્રેમનો કાંટો વાગ્યો મને આરપાર,
ઝણઝણાવે તું જીવ મારો ઝાંઝરનો ઝણકાર—
બોલો મારા રાજવી રાણીને શું અપાવશો ?
મોતીડે મઢાવશો કે હીરલે જડાવશો ?
હું માગી લ્યો મહારાણી જોઇએ તે આપીશ આણી;
કડલાં કાંબી કંદોરા કસબી છાયલ છેલાણી
એમાં શું ? એથી પણ ઝાઝું માગ મોહના રાણી,
આ છેલ છબીલી નાર, હું વારી હૈયાહાર.

**સુરભી અને સખીઓ—૧૯**

જાતાં જાતાં તું જરા થોભજે ચાંદલીયા !
આજના પ્રભાતે પીયુ વિદેશે જશે,
સૂના આવાસ મારી સુની સેજલડી,
હૈયાના મ્હેલ મારા સૂનારે થશે.
સવારના ઉરે પેલી ખીલશે કુમુદિની,
ઉરનાં કુમુદ તો મીચાયાં હશેઃ--
ખીલશે જગનાં આંગણાં, ખીલશે આમ્ર અશોક;
સ્નેહી વીણ સુનાં થશે, સજની ચંદની ચોક;
ચંદન છાંટી રમતી ચંદા શીતળ કીરણ સાથે રે,
રમજે રસભર હો રજનીવર, રાતલડી સંગાથે રે,
કાંઈક વિનંતિ વિરહીની ઉર ધારજે રે, ના વિસારજે રે.

સુરભિ અને સખીઓ ૨૦

લગની તને આ શી લાગી સજની, બની ક્યાં અનુરાગી !
વ્હાલમ મળ્યા કોઈ વરણાગી,
કોણ વરણાગી, કોણ અનુરાગી, હું ના વિરાગી કે રાગી,
ભ્રમરી ભ્રમણ વન વન કરતી, કુમળી કળીકળીએ ભમતી;
વીણા મધુકરની ક્યાં વાગી, ભ્રમણા હજુએ ના ભાંગી.
ફરકે અધર કંઈ કંઈ કહેવા, ઉછળે ઉરજ ઉર કંઈ લેવા;
કયમ લોચનીયે લજ્જા ત્યાગી; જુવતી જુવાની ક્યાં જાગી,
પીડા વ્હોરી મોઢે માગી, સમજે નહીં તે હીણભાગી



## અંક ત્રીજો.

મુંજ-- ૨૧

એક સરખા દિવસ સુખના કોઇના જાતા નથી;--
એથીજ શાણા સાહ્યબીથી લેશ પુલાતાં નથી
ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી;
એથીજ સુરા જે મુશીબત જોઈ મુંઝાતા નથી:--
ખીલે તે કરમાય છે, સરજાય તે લોપાય છે;
જે ચડે તે તે પડે એ નીયમ પલટાતા નથી:--

કંટક— ૨૨

ઓ જાનેવાલારે ચખતાજા લજ્જત પાનકી;
ઓ દીલકે છાલેરે રખતાજા આદત પાનકી;
પાન કડક મલબારી લાયા કડક સુપારી ડાલી;—
કડક મસાલેદાર બનાયા ખાંચે કડક બંગાલી
ઉધારકા બચપાર ન કરના પકકે ગુરૂકા ચેલા;
ચું ન કહે કોઇ ઉધારીચા વેપાર કશાલા કેલા

ગૌતમ–કંટક–નવરી–ગવરી–૨૩

વાઘરીયો સંસાર સુધાર્યો પરણાવ્યા પરમાણુ,
હવે જોડાશે જુગતે જાન,
વરવહુ પણ દે વરદાન રીઝાયા રોકડીઆ હડમાન,
આજ પનોતી ટળી થઇ રહેજો ગુણવાન—
લુખી છે લાડી વચ્ચે અનાડી, હવે સમજી સુધારો સંસાર
વરની માં થઇશ, એનાં દુખડાં હું લઇશ,
એને ખાંતે જમાડીશ કંસાર
જગાવો માંડવડે રમખાણ, ગજાવો ડંકા ઢોલ નિશાન—
શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !



જ્યાં છેતરાવાની બીલકુલ ધાસ્તી નથી.

૪૦ વર્ષની જુની હીંદુ મોહમેડન કુટુંબોમાં
જાણીતી અને પારસી કુટુંબોની માનીતી
રેશમી ગરમ સુતરાઉ અને ફેન્સી કાપડની દુકાન

## અપુ—મીનીશની કુંપની છે.

---

તરેહવાર જાતનું બાનુઓ તેમજ ગૃહસ્થોને
ખપનું દરેક કીસમનું કાપડ જથ્થાબંધ
છુટક ભાવે વેચવામાં આવે છે,

---

### અમારો મુદ્રા લેખ.

(૧) ગ્રાહકો સાથે નમ્રતા

(૨) એકદમ ઓછા ભાવ.

(૩) બીલકુલ નવો માલ.

ઠેકાણું:—મંગળદાસ મારકીટ, ગલી નં૦ ૪ મુંબઈ.

ટેલીફોન નં, ૨૨૭૬૨.

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો લક્ષ્મીકાન્ત નાટક સમાજનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકવામાં આવશે નહિ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર ઘટોત્કચ નાટકનાં ગાયનો | | | ૦—૪—૦ |
| ૨ | કુમારપાળ | ,, | ,, | ૦—૪—૦ |
| ૩ | શંકરાચાર્ય | ,, | ,, | ૦—૪—૦ |
| ૪ | વીર કુણાલ | ,, | ,, | ૦—૪—૦ |
| ૫ | કુસુમચંદ્ર | ,, | ,, | ૦—૪—૦ |
| ૬ | પૃથ્વીપુત્ર | ,, | ,, | ૦—૪—૦ |
| ૭ | સત્ય પ્રકાસ | ,, | ,, | ૦—૪—૦ |
| ૮ | મહાતાબે જાહાન | ,, | ,, | ૦—૪—૦ |
| ૯ | અમજોનાં બંધન | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૦ | માલતી માધવ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૧ | રાજા જશવન્તસિંહ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૨ | અરૂણોદય | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૩ | પૃથ્વીરાજ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૪ | દેવકુમારી | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૫ | માલવપતિ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૬ | સિરાજુદ્દોલા | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૭ | દોલતે જંગ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૮ | સંસાર સાગર | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૯ | સ્નેહ મુદ્રા | ,, | ,, | ૦—૪—૦ |
| ૨૦ | શાલિવાહન | ,, | ,, | ૦—૪—૦ |
| ૨૧ | માયાના રંગ | ,, | ,, | ૦—૪—૦ |
| ૨૨ | મેરા ઇમાન | ,, | ,, | ૦—૪—૦ |
| ૨૩ | પ્રેમ વિજય | ,, | ,, | ૦—૪—૦ |
| ૨૪ | વીરનાં વેર | ,, | ,, | ૦—૪—૦ |

૨૫ રા'મહીપાલ ૦—૪—૦ ૨૬ આજાતશત્રુ ૦—૪—૦

**માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.**